શ્રી ગણેશાય નમઃ



હીઝહાયનેસ સખાવતે બહાદુર,

શ્રીમાન ઍવલ સરદાર ઑ. સર. ચીનુભાઇ
માધવલાલ રણછોડલાલ બેરોનેટ સાહેબના
કુળદીપક કુમાર શ્રી

# ગીરજાપ્રસાદભાઇનો
# उपवित उत्सव.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.


કવિ. શીવલાલ ખુશાલભાઇ બ્રહ્મભટ.
ગોમતીપુર—અમદાવાદ.



અમદાવાદ રીચીરોડના પુલ નીચે શ્રી જૈન વિદ્યા વિજય
પ્રીન્ટીંગ પ્રેસમાં શા. ચુનીલાલ અમથાભાઇએ છાપ્યો.

આવૃતી પહેલી. પ્રત ૫૦૦.
સને ૧૯૧૫, સંવત ૧૯૭૧.


અમુલ્ય.

श्री गणेशायनमः श्री हाटकेश्वर अंबिकायनमः

હીઝહાયનૅસ શ્રીમાન સરદાર બહાદુર શેઠ ચિનુભાઈ
માધવલાલ, રણછોડલાલ બાહોશ બેરોનેટ સી.
આઈ. ઈ. સાહેબના કુળદીપક કુમારશ્રી
ગીરિજાપ્રસાદભાઇનો

# ઉપવિત ઉત્સવ.

---

દુહો.

પ્રથમ પહેલો પ્રણુમુ, ગણુપતી ગરવો દેવ;
હાટકેશ્વર આરાધિને, શુદ્ધ મને કરૂં સેવ. ૧

પદ—રાગ ધોળ.

" આવત મોરી ગલીયનમેં ગીરધારી, રાધા છુપ ગઇ લાજકી મારી. " એ રાહ.

ગીરિજાપ્રસાદભાઇને ઉપવિત ધારી, મોટો મહોત્સવ રચ્યો
મોદકારી. ટેક.

આમંત્રણો કરી હરેક દેશના, તેડ્યા સગાં સુમિત્રો વેપારી;
નર્મદા કેરી નિજ નાતના, વેદ મુરતીઓ વડા આચારી. ગી. ૧
બહુ કરીને બેરોનેટ સેઠને, વિનોદ અતિસે વાધ્યો.
આત્મજકેરા યજ્ઞોપવીતનો, જાણે અમુલ્ય અવસર હાથે લાધ્યો. ગી.૨
અલાડંબર કીધો ઓનરેબલે, મહા મોટો મનોહરકારી;

મોકળે મનથી માધવલાલ સુતે, જમાવ્યો સારો જયકારી. ગી. ૩
મનોહર મહા મંડપ રચીઓ, તરેહવાર તેની તેજદારી;
સવરા મંડપ જેવો સોભતો, મનોહર મોટો મીનાકારી. ગી. ૪
કદળી સ્થંભો કુસુમો કેરી, સોભા હવી બહુ સારી;
ચોક માંહે ચારૂ સોભતાં, રંગુલીયો રંગ રંગની ન્યારી. ગી. ૫
કુમકુમ કેસર અબીર ગુલાલ, અત્તર ખૂસબોઇ મહેકે;
ઝુમરો જાત જાતનાં ઝુકતાં, પંચરંગી લોલકો લળકે. ગી. ૬
વાજે વાજીંત્રો વિધ વિધનાં, ટંકોરખાનું ઘોરનાદે ગાજે;
આડંબર જોઇ યસ્વી શેઠનો, મધુવાપતી મનમાં લાજે. ગી. ૮
દુંદભી વાજાં દીપતાં સારાં, ભેર ભુંગળો શરણાઇ;
ઢોલ નગારાં ઢમકી રહ્યાં:બહુ, છટાદાર લીલા છાઇ. ગી. ૯
સખાવતી જેમ સખાવતો કરે, મોકળા મનેજ ધારી;
એવી રીતે ઉપવીત કેરી, વિશેષ સોભા વધારી. ગી. ૧૦
ચીરંજીવો ગીરજાપ્રસાદભાઇ, અમોઘ આસીસ હમારી;
સલામત રહો સરદાર બહાદુર, સુમાનો પામ્યા સરકારી. ગી. ૧૧

**કુવિત—મનહર.**

વડેરાં કીધાં વિધાન, વિરરાજા વિદવાન;
ખૂબીદાર ખાનદાન, જનોઇ પ્રસંગમાં.
સારા દીધા સિરપાવ, ઝાઝેરો કરી જમાવ;
ઉર રાખ્યું ઉમરાવ, અતિજ ઉમંગમાં.
મંગલ લીલા મચાવી, દાનાઈ સું દરસાવી;
જમાવટ સારી જમાવી, રૂડા રાગ રંગમાં.
કહે કવિ શિવલાલ, વિવેકી વડા વિશાલ;
અતિ ગુણો આય રહે, હજુર અનંગમાં. ૧

બહાદુર બેરોનેટ, શોભાવ્યું સારૂં સહેટ;
નામનાઓ કીધી નેટ, નાગર સાહોદરા.
બાપદાદા કેરૂં નૂર, દરશાવ્યું ભરપુર;
ઉદાર રાખ્યુંજ ઉર, વખાણે વસુંધરા.
કીધાં કૃપાળુ સુકામ, ધવળ રચાવ્યાં ધામ;
નિરંતર રહ્યું નામ, ઓનરેબલ *હરા.
નાગર નરેંદ્ર નર, મુરાદાંજ પાવે ભર;
સુમાનીજ વડાસર, વંદુ શ્રી વિસંભરા. ૨



## માંડવા વિશે—ઠુમરી બરવાની.

" કછુ દોષ નહી મન મોહનકા, એ બાસબુરે જીનકી બાંસુરી. "

એ રાહ.

મંડપ શોભા મનોહર કીધી, બાહોશ બેરોનેટ સરદારરે;
આડંબર અતિ ઉત્તમ રચીયો, ધી ઑનરેબલે ઉપવિત દ્વારે. ટેક. મં૦ ૧
કઠેરા બંધ કોટજ બાંધી, પૈસા ખરચ્યા બેસુમારે. મં૦ ૨
મંગલ લીલ મનોહર લાગે, ઠીકાઠીક ઠારોઠારે. મં.૦ ૩
તરતીબ તોરણો અસોપલવનાં, મોતી કુસુમોનાં બાંધ્યાં બારે. મં૦ ૪
હાંડી ઝુમરો ઝુકી રહ્યાં જાદે, તકતા મોટા તસબીર દારે. મં૦ ૫
અત્તર ખુસબોઈ અનુપમ બેહેકતી, ખુબ ખુરશીઓ હારે હારે. મં૦ ૬
ગાદી તકીયા ગલેચા બિછાવ્યા, જરી પડદા દ્વારે દ્વારે. મં૦ ૭
ઇંદ્રાસનસી હવેલી શોભતી, લટકેલ હાંડીયો લારે લારે. મં૦ ૮
મીનાકારી રંગોથી રંગેલ, છજાં મેરાબો છટાદારે. મં૦ ૯
ઘણુંજીવો ગીરજાપ્રસાદભાઇ, અમુલ્યઅવસર આવ્યોજ અત્યારે. મં૦

---

* મહાદેવની મુરતી. (ગીલીન્ના)

સાનંદ હવો સરએરોનેટને, ઉભરાય હર્ષ હૈયા બારે. મં૦ ૧૧
નાની મા દીલ ખુશહવાં બહુ, મોસાળું કીધું મોટું ભારે. મં૦૧૨
સબળ હર્ષ હવો સુલોચનાને, વડે દરજ્જેજ આવારે. મં૦ ૧૩
મામા ગોકળ લલુભાઇને, માય ન હર્ષ મોટો મોદકારે. મં૦ ૧૪
અચળ હુલ્લાસ રહો મા અંબિકા, સિવલાલ સિર નામી લલકારે મં૦ ૧૫

## સભા મંડપ.

" નાથ કૈસે ગજકો બંધ છોડાયો. " એ રાગ.

સંગીત સુરે વાજાં સરણાઇયો વાજે, સોના સમો સુરજ ઉદે આજે.
સં૦ ટેક ૧

ગીરજાપ્રસાદભાઇના ઉપવિત ફેરો, મંગલ મનોહર મંડપ છાજે,
દીર્ઘાયુશ રહો કુળનો દીવો, પિડાઓહો સહુ પ્રાજે. સં૦ ૨
વાજે વાજીંત્રો વિધ વિધ કેરાં, ઘોર નાદે નોબતો ગાજે,
ઢોલ નગારાં ઢમકી રહ્યાં બહુ, મધુર મોરલી મંજીરા બાજે. સં૦ ૩
મંગળ ઉત્સવ માનીતા કેરો, અચળ રહો હરીએ આપ્યો,
જેથી કરી જનસમુદાય સહુને, વિશેષે હર્ષ જ વાપ્યો. સં૦ ૪
સખાવતે બહાદુરને બારણે, અમુલ્ય ઉત્સવ આ આવ્યો;
સગાં સહોદર નાત નગરને, મોટે દરજ્જે મન ભાવ્યો. સં૦ ૫
મંગલ લીલા હવી મોદકારી, ભૂખ તૃષા ભાગ્યે ભાજે;
આડંબર મોટો ઑનરેબલનો, મઘવાપતી જોઈ મન લાજે. સં૦ ૬
નવોઢા નાઇકા નાચ કરતી, સુર મેળવી સુભ સાજે;
થેઇ થેઇકાર થઈ રહ્યો જ્યાં, વિણા વાદીત્રો વાજે. સં૦ ૭
મંડપ શોભાવ્યો માધવસુતનો, અમીરો આવ્યા મોટે હાજે;
વિવેક કીધો વડે દરજ્જે, શેઠો સાઠોદ્રા શેહેર સમાજે. સં૦ ૮
ઉપવિત ઉત્સવ આત્મજ કેરો લાભકારી જાણ્યે લાધ્યો;

બહુ કરી જેથી બારોનેટને, વડોરો પ્રેમજ વાધ્યો. સં૦ ૯
ઉપવીત ઉત્સવ કેરી અચળ રહો, જયકારી જાહોજલાલી;
સનમાન વગરે સરપાવ દ્વારે, બાહોસ બેરોનેટે હદવાળી. સં૦ ૧૦
ખાનદાન કેરી ખુબી દર્શાવી, સમાજીક કહે સૌ એકે અવાજે;
ઉપવિત કેરા મોટા ઉત્સવમાં, નાઇહુડ નામદાર નિવાજે. સં૦ ૧૧
પાન સોપારી પુષ્પો પરિમલ, આવેલ સૌને અપાવ્યાં;
ઘણું જીવો ગીરજાપ્રસાદભાઇ, મંગલ મનોહર ગીત ગવાયાં. સં૦૧૨
બેરોનેટ સર. ચીનુભાઇએ, દાલ કેરી મોટી દાજે;
ઉલટ ભેરજ ઉપવિત અવસરે, અદવાળીજ અક્કલબાજે. સં૦ ૧૩
ચીરંજીવો ચૈતન્યપ્રસાદભાઇ, દીનમણી દીવાન કેરા;
મધુસુદન બાણુભાઇ, ગીરજાપ્રસાદભાઇ ગુલોકા સેરા. સં૦ ૧૪
પ્રોઢ આયુસ હો પુત્રીઓ કેરૂં, સુલોચના બહેન રહો સુખદાઇ;
વિવેક દ્વારે વરી સુવિશ્વમાં, વડે દરજ્જે વડાઇ. સં૦ ૧૫

---

## श्री हाटकेश्वरायनमः

## બડવાના વરઘોડા વિસે.

ગરબો.

" પુનમ ચાંદની પુરી ખીલી અહીરે. " એ રાગ.

વડો વરઘોડો બડવાનો બહુ સોભતોરે;
ચઢીયો મહા મોટો દબદબાદાર;
ઓનરેબલના આત્મજ કેરો ઓપતોરે.
જાહો જલાલી બેરોનેટે બહુ કરીરે;
ઘણું જીવો ગીરજાપ્રસાદ, વડો વરઘોડો ટેક. ૧

**સાખી.**—બાપદાદાનુ બહુ કરી, નાઇટહુડે રાખ્યુ નુર;
બાહોસ બેરોનેટ હુવા, ઉમટે હર્ષ અંકુર.

**ઢાળ**— સર. ચીનુભાઈ સરદાર હુવા સર્વોપરીરે;
માન પામ્યા મોટાં ઇંગ્રેજોની હજુર. વડો વરઘોડો. ૨

**સાખી**—વાજીંત્રો વિધવિધનાં, નોબત નગારાં ઢોલ;
દુદભી વાજાં દીપતાં, સરણાઈ ભેર ભુગોળ.

**ઢાળ**— બેંડ વાજાં તો બડે સુરે વાજતાંરે,
બહુ બહુ મીઠા, લાગે જેના બોલ. વડો વરઘોડો. ૩

**સાખી**—આગલ અનુપમ ઓપતા, સર બંધીના સ્વાર;
ઘોડાપર ડંકો ધમકતો, ધીરજ દેતો અપાર.

**ઢાળ**— નૌતમ નીસાનો નેજા ફરફર ફરકતારે;
રંગી બેરંગી જરકસીદાર. વડો વરઘોડો. ૪

**સાખી**—રથ બગીઓ બહુ દીપતી, તાવદાનો સુખપાલ;
સીખરબંધ સૌ સોભતી, ઝુમખાદાર ઝાકઝમાલ.

**ઢાળ**— તીખા બહુ તોખારો, હરોલ બંધ સૌ હણહણેરે;
થેકે થેકબાજીઓ, રૂડી ચાલે રેવાલ. વડો વરઘોડો. ૫

**સાખી**—સાબેલા સારા શોભતા, નાગરના નાના બાળ;
વસ્ત્રાઅલંકારો વડા, રૂડા રૂપ રસાળ.

**ઢાળ**— છટાદાર છોકરીઓ, અદભૂત શોભા આપતીરે,
ઓઢયાં હોરણાં પીળાં લીલાં લાલ. વડો વરઘોડો. ૬

**સાખી**—દીવાનજીના દીકરા, ચતુરમણિ ચૈતન્ય પ્રસાદ;
અનંગ જેવા ઓપતા, મહા મોટી મર્યાદ.

**ઢાળ**— દીર્ઘાયુશી રહો, દુનિયામાં તે દીપતારે;
વિલોકયેથી જેમને, જાય વડેરો વિસાદ. વડો વરઘોડો. ૭

**સાખી**—સરસ શોભા છાજતી, બડવાની બહુ રંગ;
ધણુ જીવો ગીરજાપ્રસાદભાઇ, અલબેલા સુઅનંગ.

**ઢાળ**— મોટો વરઘોડો બડવા કેરો બહુ હવોરે;
દરસાએ જેમના ધીમંત જેવા ઢંગ. વડો વરઘોડો. ૮

**સાખી**—સાજન સારૂં દીપતું, આવ્યા અતિપતીયો અમીર;
સુજ્ઞ સાહેબો શેઠીયા, ધનાઢય મોટા ધીર.

**ઢાળ**— નવલ નાગરો નગરના સૌ પધારીયારે,
શ્રીમંત સાહોદરા વૃદ્ધ સગીર. વડો વરઘોડો. ૯

**સાખી**—સુંદરીઓ સહુ પ્રેમથી, ગાયે મંગળ ગીત;
મહિલાઓ મીઠા સુરથી, રાખી મર્યાદા રીત.

**ઢાળ**— જનરખ વિવાહના, જેવાં અદભુત અળાપતીરે;
પૂરણ દાખી પ્રેમદાઓ પ્રીત. વડો વરઘોડો. ૧૦

**સાખી**—બાહોશ બેરોનેટનો, હાજે મોટો અધિક,
સાજન મળ્યુ સુશોભતુ, સાહેબ પારસી આદીક.

**ઢાળ**— અધિકારી હોફીસર, આવ્યા ઉર ઉત્સાહથીરે;
વાજે વડાં વાજાંની રણજીક. વડો વરઘોડો. ૧૧

**સાખી**—સરસ આવ્યો શોભતો, સરકારી મોટો સમાજ,
હાજે ઓનરેબલતણો દીલમાં જાણી દાઝ.

**ઢાળ**— મીલ માલીકો મોટા મોટા આવીઆરે;
જેમની જસકીરતીજ મોટી ઝાઝ. વડો વરઘોડો. ૧૩

**સાખી**—સ્વાગત હવી સાજનતણી, અપરંમપાર અપાર;
સર ચિનુભાઇને માંડવે, સભા હવી દમદમાદાર.

**ઢાળ—** પાન સોપારી શ્રીફળો અપાયાં હેતથીરે;
ગુલાબ કલગીયો અત્તર સુગંધદાર. વડો વરઘોડો. ૧૪

**સાખી—**પિતા રામપ્રસાદનો, કહે કવિ સિવલાલ,
અચળ રાખો ઉમાપતી. બેરોનેટનો બાળ.

**ઢાળ—** આરાધુ હાટકેશ્વર, અલબેલી અંબે માતનેરે,
ચીરંજીવો ચિનુભાઇ શેઠ કૃપાળ. વડો વરઘોડો. ૧૫

**સાખી—**સર ચિનુભાઇ સખાવતી, વડી વર્યાંજ વડાઇ,
દેશ અને વિદેશમાં, છટાદાર કીરતિ છાઇ.

**ઢાળ—** હીઝહાયનેસ, અચળ રાખો હે હરીરે,
રાખી સરકાર શું સલુકાઇ. વડો વરઘોડો. ૧૬

**મનહર. ના. પ્રાટ સાહેબ કમીશ્નરની કૃપા.**

સાકરલાલ સુજાન, મર્તબાદાર મહાન;
વિરવડા વિદવાન, ધવલ પદવી ધરી.
અધિકજ હોશિયાર, બ્રિટિસે કદર કરી.
માન પામ્યા મીલ દ્વાર; બખસાઇ તલવાર;
સેક્રેટરી સર કેરા, અનુભવીજ ઘણેરા;
પ્રતાપી કેરા પ્રતાપ, વિમળ કીર્તિ વરી.
કહે કવિ સિવરાજ, સકળ મળી સમાજ,
માન બખસવા કાજ, શુભાશીશો ઉચરી.



## ગીત.

ફુલ ગજરો, લાડકુડા અજરો, ગુંથી લાવ્યરે ફુલ ગજરો;
ખુબ ખુબ ખુસબોદાર, મદભરી માલણ ફુલ ગજરો;
ગુંથી લાવ્યરે, મોટા ઘેરી માલણ હો ગેંદ ગજરો. ટેક
જોસીડા ઘેર જાઓ પિતાજી, લગનીયાં લખાઓ;
ગુંથી લાવ્યરે, માતપરની માલણ ગેંદ ગજરો.
ચુડઘર ઘેર જાઓ મહારાજા ચુડીયાં મુલવાઓ;
ગુંથી લાવ્યરેરે, મદભરી માલણરે, ગેંદ ગજરો.
દોસીડા ઘેર જાઓ મહારાજા, ચીર ચુંદડીયો મુલવાઓ;
ગુંથી લાવ્યરે મદભરી માલણરે, ગેંદ ગજરો ૪.
સોનીડા ઘેર જાઓ પિતાજી, ઉમદા અલંકારો મુલવાઓ;
ગુંથી લાવ્યરે મદભરી માલણરે, ફુલ ગજરો;
લાડીનો બીંદ અજરો, ગુંથી લાવ્યરે ફુલ ગજરો. ૫.

